# પ્રભુ ઇસુનું જીવનચરિત્ર

## (બાળોપયોગી)



# THE CHILDREN'S LIFE OF CHRIST

BY

RUTH E. ROBINSON

# પ્રભુ ઇસુનું જીવનચરિત્ર

(બાળોપયોગી)

ભાષાંતરકર્તા:

મિ. હિમ્મતલાલ આશીર્વાદ

આવૃત્તિ પહેલી ] પ્રત ૩૦૦૦

[illegible]ના ખ્રીસ્તી ધર્મપુસ્તકપ્રસારક મંડળને સારૂ
આઈ. પી. મિશન પ્રેસ, સુરતમાં આર. એસ. ડીફીએ
છાપ્યું તથા પ્રસિદ્ધ ક
ઇ. સ. ૧૯૩૦

કિંમત બે આના

# વાર્તાનો આરંભ

પાલેસ્ટાઇન નામનો એક દેશ છે. ઓગણીસસો કરતાં વધારે વરસ પર ત્યાં યહુદી લોકો રહેતા હતા. ઘણા જુના વખતમાં આ લોકોની પ્રજા બહુ મોટી અને અભિમાની હતી; પરંતુ આ વાર્તાને સમયે તો તેઓ ગરીબ હતા ને લોકો તેમને ધિક્કારતા હતા. રૂમ કરીને એક મોટું રાજ્ય હતું. તેના એક મોટા બાદશાહે તેમને જીતી લીધા હતા, અને તેમની પાસેથી તે જાતજાતના કર લેતો હતો. આથી આ લોકો બહુ દુઃખી અને ઉદાસ થઇ ગએલા હતા.

પણ ઘણાં વર્ષોથી એક આશા તેઓ પોતાના મનમાં સંઘરી રહ્યા હતા, અને એ આશામાં ને આશામાં તેઓનું ઘણુંખરૂં દુઃખ ઓછું થતું હતું. તે લોકોમાં ઘણા સંતો થઇ ગયા હતા. તેઓમાંના એકે કહ્યું હતું, કે યહુદી લોકોને

ઉદ્ધારવા એક રાજા જનમશે, અને તેમના બધા શત્રુઓને હરાવીને આ લોકોને સ્વતંત્ર કરે એવો તે બળવાન થશે. જ્યારથી આવી ભવિષ્યવાણી કહેવામાં આવી હતી, ત્યારથી માંડીને આ વાર્તાના સમય સુધી દરેક યહુદી બાઇ પોતાનાં બાળકોને એ વાણી શિખવતી હતી, અને આશા રાખતી હતી, કે વખતે મારોજ દીકરો આ દેશનો બચાવ કરનાર ને તારનાર નીવડે.

## ગગનમાં ગાયન

તે દેશમાં એક નાનું ગામ હતું. આસરે ઓગણીસસો કરતાં વધારે વરસ ઉપર ત્યાં એક પુરૂષ અને એક સ્ત્રી રહેતાં હતાં. પુરૂષનું નામ યુસફ અને સ્ત્રીનું નામ મરિયમ હતું. એક દિવસ એવું બન્યું કે મરિયમની પાસે આકાશથી એક દૂત આવ્યો. મરિયમને માટે તે એવો સંદેશો લાવ્યો, કે તને એક બાળક જનમશે, અને તેનું નામ "ઇસુ" રાખવામાં આવશે. "ઇસુ" એ નામનો અર્થ "ઇશ્વર મારો તારનાર" એવો થાય

છે. આ પરથી મરિયમે જાણી લીધું, કે મારો દીકરો અમારા લોકોનો તારનાર કે બચાવ કરનાર નીવડશે.

આ સંદેશો મળ્યા પછી થોડા વખતમાં તે દેશના બાદશાહે એવો હુકમ બહાર પાડયો, કે બધાં માણસોની ગણતરી કરવામાં આવે, અને તેમનાં નામ વસ્તીપત્રકમાં નોંધવામાં આવે. આથી યુસફ તથા મરિયમને પોતાનાં નામ નોંધાવવા બેથલેહેમ કરીને એક ગામ જવું પડયું. તેઓ રહેતાં હતાં તે ગામથી આ ગામ ઘણું દૂર આવેલું હતું. લાંબી મુસાફરી કરીને થાકયાંપાકયાં તેઓ બેથલેહેમ આવ્યાં તો ખરાં, પણ બેથલેહેમમાં જગાજ શાની મળે! કારણકે તેઓની પહેલાં તો બીજા ઘણા લોકો તેમનાં નામ નોંધાવવા ત્યાં આવ્યા હતા, તેથી ઘેરેઘેર જ્યાં જુઓ ત્યાં માણસજ માણસ. કોઇને ત્યાં ઉતારો નહિ મળ્યો. તેઓએ ધર્મશાળામાં તપાસ કરી, તો ત્યાં પણ જગા નહોતી. આખરે ધર્મશાળાવાળાને દયા આવી. તેણે તેમને ધર્મશાળાનો તબેલો

બતાવ્યો. તેમાં પરાળ હતું. તે પરાળ પર સુવાનું તેણે તેમને કહ્યું. તેથી રાત ગાળવાને તેઓ ત્યાં ગયાં.

તેઓ તબેલામાં રાત રહ્યાં એટલામાં મરિયમને પોતાનો પહેલવહેલો દીકરો અવતર્યો. મરિયમ માએ જેવા તેવા કપડાના કટકામાં તે બાળકને લપેટયું. પણ હવે એને સુવાડે કયાં? ઘોડિયું કે પારણું તો તબેલામાં મળે નહિ. પાસે લાકડાની પેટી જેવું એક મોટું ખોખું પડયું હતું. તબેલામાં બાંધેલાં ઢોર માટે એ ખોખામાં ઘાસદાણો મૂકવામાં આવતો. તે ખોખામાં મરિયમે થોડું સુકું ઘાસ પાથર્યું, અને બિછાનું નહિ હોવાથી નાના, હુંફાળા માળા જેવું કરીને તેમાં તેણે પોતાના બાળકને સુવાડયો. જોકે તે આ દુનીઆમાં બહુજ ગરીબ સ્થિતિમાં આવ્યો હતો, તોપણ તે અમારો નહિ, પણ પરમેશ્વરનો દીકરો છે, અને એના જેવું દુનીઆમાં બીજું કોઇ બાળક છેજ નહિ, એમ તેનાં માબાપ તો જાણતાં હતાં.

એજ રાતે સીમમાં પણ એક અજબ બનાવ બન્યો. ગામબહાર આવેલી ટેકરીઓ પર ભરવાડો રાતે પોતાનાં ઘેટાંબકરાં સાચવતા હતા. દિવસે ઘેટાંને ચરાવવા જવું પડે, અને રાતે વળી તેમને સાચવવા ઉજાગરો કરવો પડે, આથી થાકેલાપાકેલા ને ઉંઘથી ઝોકાં ખાતા કેટલાક ઉભા હતા, અને કેટલાક બેઠેલા હતા; અને વાતો કરતા ને તારાઓ તરફ જોતા હતા. એવામાં એકાએક તેઓની આસપાસ ઝગઝગતું અજવાળું ચમક્યું, અને એક દૂત આવીને તેઓની આગળ ઉભો રહ્યો. પહેલાં તો તેઓ ગભરાઇ ગયા. પણ દૂતે તેમને કહ્યું, કે ગભ-રાવાની કંઇ જરૂર નથી. હું તો તમારે માટે તેમજ બધા લોકોને માટે સારી ખબર લઇને આવ્યો છું. બેથલેહેમમાં તમારે સારૂ એક નાનું બાળક જનમ્યું છે, પણ એ નાનું બાળક તો એક મોટો તારનાર છે.

આ દૂતે એટલી વાત કરી એટલામાં તો ઘણા દૂતોની એક મોટી ટોળી આકાશમાંથી ઉતરી.

તેઓ બધા એમ ગાતા હતા, કે "પરમ ઉંચામાં દેવને મહિમા, પૃથ્વી પર શાંતિ અને માણસો પ્રત્યે પ્રસન્નતા."

પછી દૂતો જતા રહ્યા. ત્યારે ભરવાડોએ એકબીજાને કહ્યું, "પ્રભુએ પોતાના દૂતને મોકલીને તારનાર વિષે આપણને ખબર આપી છે, તો ચાલો, આપણે બેથલેહેમ જઇએ અને તેને જોઇએ." તેઓ ઉતાવળથી ચાલી નીકળ્યા, અને પેલા તબેલાએ આવી પહોંચ્યા. ત્યાં મરિયમ, યુસફ તથા બાળઇસુ તેઓને મળ્યાં. તેઓએ પ્રભુ ઇસુને જોયા ત્યારે તેઓએ જાણ્યું, કે દૂતે જે અજાયબ જેવી ખબર કહી હતી તે પ્રમાણે ખરેખર બન્યું છે, અને યહુદી લોકોનો મોટો બચાવનાર આખરે જનમ્યો છે.

## પ્રભુ ઈસુ મંદિરમાં

બાળક ઇસુ તો મોટા થતા થતા બાર વરસના થયા. હવે યહુદી લોકોના કેટલાક મોટા તહેવારો વરસોવરસ આવતા હતા. તેમાંના એક



પ્રભુ ઇસુ મંદિરમાં

તહેવારનું નામ પાસ્ખાપર્વ હતું. લોકો જ્યાં હોય ત્યાંથી એ તહેવાર ઉજવવા સારૂ યરૂશાલેમ જતા. પ્રભુ ઇસુનાં માબાપ પણ પાસ્ખાપર્વ પાળવા સારૂ વરસોવરસ યરૂશાલેમ જતાં હતાં. પ્રભુ ઇસુ બાર વરસના થયા ત્યારે માબાપ તેમને પણ પોતાની સાથે યરૂશાલેમ લઇ ગયાં. શહેરમાં એટલા બધા લોકો એકઠા થએલા હતા કે પ્રભુ ઇસુ પોતાનાં માબાપથી વિખુટા પડી ગયા. પર્વ પૂરૂં થયું ત્યારે યુસફ અને મરિયમ ઘેર જવા નીકળ્યાં, પણ પ્રભુ ઇસુ તો યરૂશાલેમમાં પછવાડે રહી ગયા. બાળઇસુ તેમના દોસ્તોના ટોળામાં હશે, એવું ધારી તેમનાં માબાપે એક દિવસની મજલ કરી. પછી પોતાનાં સગાંવહાલાંમાં તેઓએ તેમની ખોળ કરી; પણ જ્યારે તે ન મળ્યા ત્યારે તેઓ યરૂશાલેમ પાછાં વળ્યાં. ત્રણ દિવસ આમતેમ તપાસ કર્યા પછી મંદિરમાં તે તેમને મળી આવ્યા. ત્યાં પંડિતોની સાથે બેસીને તેઓની વાત પ્રભુ ઇસુ સાંભળતા, અને તેમને પ્રશ્નો પણ પૂછતા.

તેમના સવાલજવાબો એટલાં બધા જ્ઞાનથી ભરપુર હતા, કે સાંભળનારા અજાયબ થઇ ગયા. તેમની માએ તેમને કહ્યું, કે તને શોધતાં શોધતાં તો અમે બહુ દુઃખી થયાં છીએ. બાળઇસુએ જવાબ આપ્યો, "મારે મારા પિતાનું કામ કરવું જોઇએ એવું શું તમે નથી જાણતાં?" પ્રભુ ઇસુના કહેવાનો અર્થ શો હતો તે તેઓ ત્યારે તો સમજ્યાં નહિ, પરંતુ પ્રભુ ઇસુ પોતે સમજવા લાગ્યા, કે જે તારનાર વિષે અગાઉથી કહેવામાં આવ્યું હતું તે થવાને ઇશ્વરે મને મોકલ્યો છે. જેમ મોટા થયા તેમ એ પણ સમજ્યા, કે મારે મારા લોકોને બચાવવાના છે ખરા, પરંતુ તે રોમન લોકના કબજામાંથી નહિ, પણ પાપના કબજામાંથી.

પરંતુ તરત તો તે પોતાનાં માબાપની સાથે ઘેર ગયા, અને તેમને પૂરેપૂરી રીતે આધીન રહ્યા; અને તે જ્ઞાનમાં, શરીરબળમાં અને ઇશ્વર તથા માણસની ચાહનામાં વધતા ગયા.

# ઈશ્વર આપણી કેવી સંભાળ કરે છે તે વિષે પ્રભુ ઈસુનું શિક્ષણ

મરિયમનો ધણી યુસફ સુથારનો ધંધો કરતો હતો. તેના કારખાનામાં અઢાર વરસ સુધી પ્રભુ ઇસુએ કામ કર્યું. એ બધા વખતમાં, ઇશ્વર તેમની પાસે જે કામ કરાવવા માગતો હતો, તે કામને માટે તે તૈયાર થતા હતા.

પાલેસ્ટાઇન દેશમાં નાઝારેથ નામનું એક ગામ છે. ત્યાં પ્રભુ ઇસુ રહેતા હતા. તે ત્રીસ વરસના થયા ત્યારે પોતાનું ઘર છોડીને તે બહાર પડયા. તેમના ઘણા મિત્રો કે ચેલાઓ હતા, તેમાંથી બાર ચેલાઓને તે પોતાની ખાસ સંગતમાં રાખતા. પ્રભુ ઇસુ લોકોને શિક્ષણ આપતા, દુઃખીને દિલાસો આપતા, અને માંદાંઓને સાજાં કરતા. આવી બધી વખતે શિષ્યો તેમની પાછળ પાછળ જતા હતા. પ્રભુ ઇસુ જ્યારે લોકોને ચિંતા કરતા જોતા, ત્યારે ઇશ્વર કેટલા બધા પ્રેમથી તેમની સંભાળ રાખે છે, એ વિષે તે

તેમની આગળ વાત કરતા, અને તેમને શાંત તથા ઇશ્વર પર ભરોસો રાખનાર બનાવતા. ઇશ્વર પક્ષીઓની અને ફૂલોની પણ કેટલી બધી સંભાળ કરે છે, એ વિષે પ્રભુ ઇસુએ એક વાર નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો હતો.

તેમણે કહ્યું, "અમને બસ થાય એટલું ખાવાનું તથા પહેરવાનું મળશે કે નહિ, એ વિષે બીક રાખીને ચિંતા કરો નહિ. જુઓને પક્ષીઓ! તેઓ તો વાવતાંએ નથી, કાપણી કરતાંએ નથી, તેમ દાણા વીણી વીણીને તેઓ ભરી રાખતાં પણ નથી; તેમ છતાં તેઓ ભૂખ્યાં કે તરસ્યાં રહેતાં નથી. તમે તો તેઓના કરતાં કેટલાં બધાં ચઢીઆતાં છો! વળી જુઓને ફૂલો! તેઓ કેવાં વધે છે! તેઓ મહેનત કરતાં નથી, અને કાંતતાં પણ નથી; તે છતાં મોટામાં મોટા રાજાના કરતાં પણ વધારે સુંદર વસ્ત્રો ઇશ્વર તેમને પહેરાવે છે. અને ફૂલોના કરતાં તમે કેટલાં બધાં ચઢીઆતાં છો! તો તમને જે કપડાં જોઇએ તે ઇશ્વર નહિ આપે શું?

"'માટે હાયહાય! અમે શું ખાઇશું! હાયહાય! અમે શું પહેરીશું?' એવું કહીને તમે ચિંતા ન કરો; કારણ કે ઇશ્વર તે તમારો આકાશમાંનો બાપ છે, અને તમને આ બધાં વાનાંઓની જરૂર છે, એવું તે જાણે છે. પણ ઇશ્વરની સેવા કરવાનું કામ તમે પ્રથમ કરો; એટલે જે કંઇ તમને જોઇએ તે બધું તમને મળશે."

# પ્રભુ ઈસુનાં કેટલાંક દૃષ્ટાંતો

## બી વાવનારનું દૃષ્ટાંત

પ્રભુ ઇસુ ઘણીવાર દૃષ્ટાંતો બોલતા. દૃષ્ટાંતો એટલે જેમાં ગુપ્ત અર્થ રહેલો હોય એવી વાર્તાઓ. તેમણે એક દૃષ્ટાંત "બી વાવનાર" વિષે કહ્યું હતું, તે નીચે મુજબ:

"બી વાવનાર માણસ અથવા ખેડુત બી વાવવાને બહાર જાય છે. તે વાવતો હોય છે ત્યારે કેટલાંક બી રસ્તાની કોરે પડે છે. એવાં

બી છુંદાઇ જાય છે, અથવા પક્ષીઓ આવીને તે વીણી ખાય છે. કેટલાંક બી પત્થરવાળી કઠણ જમીન પર પડે છે. તે થોડાંક ઉગે છે ખરાં, પણ નીચે ભીનાશ નથી હોતી તેથી ઉગ્યા પછી ચીમળાઇ જાય છે. કેટલાંક બી ઝાંખરાં અને કાંટાઓમાં પડે છે. એ બી પણ ઉગે છે ખરાં, પણ પેલા કાંટા અને ઝાંખરાં ઉગીને તેને દાબી નાખે છે. પરંતુ બાકીનાં બી સારી જમીનમાં પડે છે. સારી જમીનમાં પડેલાં બી ઉગે છે, વધે છે અને જેટલાં વાવ્યાં હોય તેના કરતાં સોગણાં વધારે ફળ આપે છે."

હવે આ દૃષ્ટાંતનો અર્થ આ પ્રમાણે છે: બી એટલે ઇશ્વરનું વચન. લોકો તે સાંભળે છે ખરા, પણ માનતા નથી તે રસ્તાની કોર પર પડેલાં બી છે. લોકો થોડીવાર માની લે, પણ પછી ભૂલી જાય તે પત્થરવાળી અથવા કઠણ જમીનમાં પડેલું ઇશ્વરનું વચન છે. કાંટાઓમાં પડેલું ઇશ્વરનું વચન, એટલે લોકો સાંભળે છે ખરા, પણ દ્રવ્ય પરના પ્રેમ અને જાતજાતની

ચિંતાઓને લીધે જે દબાઇ જાય છે, તે. પણ જો લોકો પ્રભુ ઇસુનો ઉપદેશ માની લે, અને તેના ફળ તરીકે તેમનાં જીવન સારાં બની જાય, તો તે સારી જમીનમાં પડેલાં બી કહેવાય.

## ઉડાઉ દીકરો

બીજી એક વાત પ્રભુ ઇસુએ કહી તે ઉડાઉ દીકરાની વાત છે. એક વખતે લોકો વાંધો લઇને ઇસુને કહેવા લાગ્યા, કે "તું તો પાપી લોકોનો મિત્ર છે," એ પ્રસંગે તેમણે આ વાત કહી:

"એક માણસ હતો, તેને બે દીકરા હતા. એક વખત નાના દીકરાએ તેના બાપને કહ્યું, 'બાપા, તમે જે પૈસા એકઠા કર્યા છે, તેમાંથી મને જેટલો ભાગ આપવાના હો તેટલો મને આપી દો.' તે પરથી બાપે પોતાના બન્ને દીકરાઓને માટે પોતાની દોલતના બે ભાગ પાડયા. નાનો દીકરો તો પોતાને ભાગે જે પૈસા આવ્યા તે લઇને થોડા વખત પછી ઘેરથી નીકળ્યો

અને એક દેશમાં ગયો. એ દેશ તેના ઘરથી બહુ દૂર હતો. ત્યાં ખોટે રસ્તે તેણે બધો પૈસો ઉડાવી દીધો. આખરે એવું બન્યું કે તેનો બધો પૈસો થઇ રહ્યો, ત્યારે તે દેશમાં ભારે દુકાળ પડયો; અને તે ભૂખે હેરાન થવા લાગ્યો. જ્યારે તેનાથી ભૂખ નજ વેઠાઇ ત્યારે તે એક માણસને ત્યાં ગયો, અને તેને ત્યાં નોકર રહ્યો. આ માણસને ખેતરો હતાં, અને તેમાં ભુંડો કે ડુક્કરો ચરતાં હતાં. તેમને ચરાવવાનું કામ પેલા છોકરાને મળ્યું. ભૂખ તો કકડીને લાગી હતી. પણ ખાય શું? કોઇએ તેને કંઇજ આપ્યું નહિ, ત્યારે જે શિંગો ભુંડ ચરતાં હતાં તે ખાઇને પેટનો ખાડો પુરવાનું તેને મન થયું.

"ત્યાર પછી એક દિવસે તેના મનમાં વિચાર આવ્યો, કે 'મારા બાપને ત્યાં કેટલા બધા નોકરો છે; તેઓને તો વધી પડે એટલું ખાવાનું મળે છે; અને હું તો તેનો દીકરો છું, છતાં હું અહીં ભૂખે મરૂં છું. હવે તો હું અહીંથી ઉઠીને મારા બાપની પાસે જઇશ ને તેમને કહીશ,

કે બાપા, આકાશ સામે અને તમારી આગળ મેં પાપ કર્યું છે. હવે તમારો દીકરો કહેવાવા લાયક હું રહ્યો નથી; પણ આ તમારા પુષ્કળ નોકરો છે, તેઓમાંના એક નોકર જેવો મને ગણો.' એ પ્રમાણે વિચાર કરીને તે ઉઠયો, અને પોતાના બાપની પાસે ગયો. પરંતુ હજી તો તે ઘરથી ઘણો વેગળો હતો એટલામાં તેના બાપે તેને જોયો, જોતાંની સાથેજ તેના પર તેને દયા આવી; તેથી તે દોડયો, તેને ગળે વળગી પડયો, અને વહાલથી તેને ચુમીઓ કરી.

"દીકરાએ કહ્યું, 'પિતાજી, આકાશ સામે તથા આપની આગળ મેં પાપ કર્યું છે. આપનો દીકરો કહેવાવાને લાયક હું રહ્યો નથી.'

"પણ બાપે પોતાના ચાકરોને કહ્યું, 'સારો—સારામાં સારો—ડગલો જલદી લાવો, અને તેને પહેરાવો; તેની આંગળીએ આવે એવી મોટી વીંટી લાવો, અને તેના પગને લાયક જોડા લાવો. આજે તો આપણે ઉજાણી કરીએ, અને આનંદ કરીએ; કેમકે આ મારો દીકરો

જાણે કે મરી ગએલો હતો તે પાછો જીવતો થયો છે; ખોવાઇ ગએલો હતો તે પાછો જડયો છે.' અને તેઓ બધા આનંદ કરવા લાગ્યા.

"હવે તેનો મોટો દીકરો ખેતરમાં હતો. ત્યાંથી આવતાં જ્યારે તે ઘર પાસે આવી પહોંચ્યો, ત્યારે વાજાં વાગતાં હતાં, ગાયન ગવાતાં હતાં અને નાચ થતો હતો, તે બધું તેણે સાંભળ્યું. તેણે એક નોકરને બોલાવીને પૂછી જોયું કે આજે આ બધું શું છે?

"તેણે કહ્યું, 'તમારો ભાઇ આવ્યો છે, અને તમારા પિતાજીએ તેને માટે એક મોટી ઉજાણી કરી છે, કારણકે તે સહીસલામત અને સાજોતાજો ઘેર પાછો આવ્યો છે.'

"મોટો દીકરો તો આ સાંભળીને ગુસ્સે થયો અને ઘરમાં પણ જાય નહિ. તેનો બાપ બહાર આવ્યો; અને તેને ઘરમાં આવવાની આજીજી કરી, પણ તેણે માન્યું નહિ.

"મોટા દીકરાએ તેના બાપને જવાબ આપ્યો, કે 'આટલાં બધાં વરસોથી હું તમારી

સેવાચાકરી કરતો આવ્યો છું, તમારો એક પણ હુકમ મેં કદી તોડયો નથી, તોપણ મારા દોસ્તોની સાથે મજા કરવાનો તમે મને કદી પ્રસંગ આપ્યો નથી. પણ આ તમારા દીકરાએ ખરાબ રસ્તે તમારા બધા પૈસા ઉડાવી દીધા, તે જ્યારે આવ્યો, ત્યારે તેને માટે તમે ઉજાણી કરી."

"બાપે કહ્યું, 'દીકરા, તું તો મારી સાથે હમેશાં છે, અને મારૂં જે કંઇ છે તે બધું તારૂંજ છે. પરંતુ આ તારો ભાઇ તો જાણે મુએલો હતો અને તે પાછો જીવતો થયો છે, ખોવાઇ ગએલો હતો અને પાછો જડયો છે; તો શું આપણે આનંદ ન કરીએ?'"

આ દૃષ્ટાંતનો અર્થ એ છે, કે ઇશ્વર પોતાનાં બધાં છોકરાંઓ પર પ્રેમ રાખે છે, પછી હોય તે પાપી કે અપાપી. અને જો કે તેઓ ઇશ્વરથી દૂર જતાં રહે, ભટકી જાય અને તેને ભૂલી જાય, તોપણ તે તેમને કદી ભૂલી જતો નથી. પાપી માણસ જ્યાં સુધી ઇશ્વરબાપ પાસે પાછો આવતો નથી અને તેની પાસેથી માફી

પામતો નથી ત્યાં સુધી તેને કશી શાંતિ કે કશું સુખ નથી.

## ઉત્તમ ઘેટાંપાળક

ઇશ્વરે પ્રભુ ઇસુને શા માટે આ દુનિયામાં મોકલ્યા હતા તે પણ તેમણે વાર્તાઓની મારફતે કહી બતાવ્યું હતું. તેમણે એક દિવસ એક ઘેટાંપાળકની વાત કહી. એને સો ઘેટાં હતાં, તેમાંનું એક ઘેટું ખોવાઇ ગયું. તેને શોધી કાઢવાને તેણે આમતેમ બધે તપાસ કરી. તેને બીક હતી કે રખેને તે ઘેટાને કંઇ ઇજા થાય. બહુ શોધતાં શોધતાં આખરે તે તેને મળ્યું, ત્યારે તેણે તેને પોતાના હાથમાં લીધું, અને તેને ઉંચકીને ઘેર લઇ આવ્યો.

આ વાતના ખુલાસા તરીકે પ્રભુ ઇસુએ કહ્યું, "તે ઉત્તમ ઘેટાંપાળક હું છું. ઉત્તમ ઘેટાંપાળક તો ઘેટાંને માટે પોતાનો જીવ આપવાને પણ રાજી હોય છે. પરંતુ જે ભરવાડ નથી, પણ માત્ર રાખેલો નોકર છે, અને ઘેટાં જેનાં



ઉત્તમ ઘેટાંપાળક

પોતાનાં નથી, તે તો વરૂ કે ઘેટાંને ફાડી ખાનાર કોઇ પશુ આવતું જોઇને ઘેટાંને મૂકીને નાસી જાય છે. પછી વરૂ ઘેટાંને હેરાન કરે છે, ફાડી ખાય છે, અને આમતેમ નસાડી મૂકે છે. કારણ કે નોકર તે નોકર, તેને ઘેટાંની શી ચિંતા?

"હું ઉત્તમ ઘેટાંપાળક છું. જેમ ઇશ્વર બાપ મને ઓળખે છે, અને હું ઇશ્વરબાપને ઓળખું છું, તેમ હું મારાં ઘેટાંને ઓળખું છું અને મારાં ઘેટાં મને ઓળખે છે. વળી મારાં ઘેટાંને સારૂ હું મારો જીવ આપવાનો છું. મારાં બીજાં ઘેટાં પણ છે, પરંતુ તેઓ આ ટોળામાં નથી. તેઓને લાવવાની પણ મારે જરૂર છે. તેઓ મારો સાદ સાંભળશે. પછી તેઓ બધાં મળીને એક ટોળું થશે, અને તેઓનો એક ભરવાડ થશે. હું મારો જીવ આપવાને ખુશી છું, તે કારણને લીધે મારો બાપ મારા પર પ્રેમ રાખે છે."

## જગતનો પ્રકાશ

બીજે એક વખતે પ્રભુ ઇસુએ કહ્યું, "હું જગતનો પ્રકાશ છું. જે માણસ મારી પાછળ ચાલે છે, તે અંધારામાં નહિ ચાલશે, પણ તે જીવનનું અજવાળું પામશે."

વળી તેણે કહ્યું, "હું ઉભો રહીને બારણું ઠોકયા કરૂં છું. જો કોઇ માણસ મારો અવાજ સાંભળે, અને બારણું ઉઘાડે, તો હું અંદર જઇને તેની સાથે રહીશ, તેની સાથે જમીશ, અને તે મારી સાથે જમશે."

## પ્રભુ ઈસુએ કરેલી લોકોની સેવા

જે લોકો માંદા અને દુઃખી હતા તેઓને માટે પ્રભુ ઇસુએ ઘણાં અજાયબ જેવાં કામો કર્યાં. તે જમાનામાં માંદાં ઘણાં હતાં, પણ તેમની વ્હારે ચઢનાર વૈદો એટલા બધા ન હતા. પ્રભુ ઇસુ જ્યાં ગયા ત્યાં તેમણે આવાં માંદાંને સાજાં કર્યાં. તેમણે કોઇ લંગડાંને જોયાં, તો તેમને

સાજાંતાજાં અને મજબૂત બનાવ્યાં, એટલે તેઓ ટટાર થતાં ને ચાલવા લાગતાં. તેમણે કોઇ આંધળાંને જોયાં તો તેમની આંખો ઉઘાડી એટલે તેઓ દેખતાં થતાં. તેમણે કોઇ બહેરાંને જોયાં, તો તેમના કાન ઉઘાડયા, એટલે તેઓ સાંભળવા લાગ્યાં. એ જમાનાનાં માણસ કોઢીઆની નજીક પણ જતાં નહિ. પણ પ્રભુ ઇસુએ જો કોઇ કોઢીઆને જોયો તો તેને લીધે તેમને દુઃખ થતું; તેથી પ્રભુ ઇસુ તો તેને અડકીને તેને સાજો કરતા.

વળી કેટલાંક મુએલાં માણસોને પણ તેમણે જીવતાં કર્યાં. એક વખતે એક માણસ હતો; તેને એક નાની છોકરી હતી, તે મરી ગઇ. છોકરીના બાપે પ્રભુ ઇસુને પોતાને ઘેર બોલાવ્યા. જે ઓરડામાં છોકરી પડેલી હતી તેમાં પ્રભુ ઇસુ ગયા, તેનો હાથ પકડયો, અને બોલ્યા, "નાની છોડી, હું તને કહું છું, ઉઠ." તરત તેનામાં જીવ પાછો આવ્યો, અને તે ઉઠી. એક વખતે એક વિધવા સ્ત્રીનો એક જુવાન છોકરો મરી ગયો હતો. તેને પ્રભુ ઇસુએ જીવતો કર્યો. વળી લાજરસ

કરીને તેમનો એક વહાલો મિત્ર હતો. તે મરી ગયો, ત્યારે પ્રભુ ઇસુએ તેને પણ જીવતો કર્યો.

ભૂખ્યા અને થાકેલા લોકને જોઇને પણ પ્રભુ ઇસુ દિલગીર થતા. એક દિવસ પ્રભુ ઇસુ તથા તેમના શિષ્યો થાકી ગયા હતા, તેથી તેમણે તેઓને કહ્યું, કે "ચાલો, આપણે એકાંત જગામાં જઇએ, અને જરા આરામ લઇએ." એમ લોકોના ટોળાથી જરા દૂર થવાને તેઓ હોડીમાં બેઠા અને સરોવર ઓળંગીને પેલે પાર ગયા. પણ લોકોએ તો એ જોઇ લીધું, તેથી સરોવરની આજુબાજુ ફરી વળીને ઇસુની પહેલાં તે સામે પાર એકઠા થઇને તેમની રાહ જોવા લાગ્યા. પ્રભુ ઇસુને તેમના પર દયા આવી, તેથી આરામ લેવાનો રહેવા દઇને પ્રભુ તેમની પાસે આવ્યા, તેમને દિલાસો દીધો, ઉપદેશ આપ્યો અને તેઓમાં જે માંદાં હતાં તેઓને સાજાં કર્યાં.

સાંજ પડવા આવી, ત્યારે શિષ્યોએ પાસે આવીને કહ્યું, "પ્રભુ, આ તો ઉજડ ઠેકાણું છે, અને રાત પડવા આવી છે; માટે લોકોને વિદાય

કરો, કે તેઓ ગામમાં જઇને પોતાને સારૂ કંઇ ખાવાનું વેચાતું લે."

પણ પ્રભુ ઇસુએ કહ્યું, "તેઓને જતા રહેવાની કંઇ જરૂર નથી. તમે તેમને કંઇ ખાવાનું આપો."

શિષ્યોએ અજાયબ થઇને પૂછયું, "શું અમે જઇને આટલાં બધાં માણસોને સારૂ ખાવાનું ખરીદી લાવીએ? માણસો તો એટલાં બધાં છે કે ૧૦૦ રૂપિયાનું ખાવાનું અમે લઇ આવીએ તોપણ તેમને બસ ન થાય."

પ્રભુ ઇસુએ પૂછયું, "તમારી પાસે કેટલી રોટલી છે?"

એક જણે જવાબ આપ્યો, "અહીં એક છોકરો છે, તેની પાસે જવની પાંચ રોટલી અને બે નાની માછલી છે. પણ આટલાં બધાંમાં એટલાનો શો હિસાબ?"

પ્રભુ ઇસુએ કહ્યું, "લોકોને બેસાડી દો."

શિષ્યોએ પચાસ પચાસની પંગતમાં લોકોને બેસાડ્યા, તો તેમને માલમ પડયું કે પાંચ હજાર

કરતાં વધારે માણસો છે. બધા બેસી ગયા એટલે પ્રભુ ઇસુએ પોતાના આકાશમાંના બાપનો ઉપકાર માન્યો; પછી તેમણે રોટલી અને માછલીના કકડા કર્યા. તે કકડા કરીને શિષ્યોને આપતા જાય, અને શિષ્યો લોકોને આપતા જાય. બધાં ખાઇને બરાબર ધરાયાં ત્યાં સુધી ખાવાનું વધતું ને વધતુંજ ગયું. બધાં ખાઇ રહ્યાં, ત્યારે પ્રભુ ઇસુએ પોતાના શિષ્યોને કહ્યું, કે વધેલા કકડા એકઠા કરો. તેઓએ તેમ કર્યું તો તેની બાર ટોપલી ભરાઇ. આવી રીતે લોકોને સુખ મળે, તેઓને સાજાં કરવામાં આવે અને ભૂખ્યાંઓને ખવડાવવામાં આવે, માટે ઇસુએ પોતાના આરામનો ભોગ આપ્યો. પ્રભુ ઇસુને પોતાનું ઘર તો હતુંજ નહિ, પોતાના મિત્રોનાં ઘરોમાં તે જતા-આવતા અને ઉતરતા. કોઇ કોઇ વાર તેમને સુવાનું બીછાનું અને ખાવાનું અન્ન પણ નહોતું મળતું. તોપણ તે બીજા લોકોને મદદ કરવામાં આનંદ માનતા; અને લોકો સાથે મિત્રભાવથી રહેતા માટે લોકો તેમને બહુ ચહાતા.

# નાનાં બાળકોને મારી પાસે આવવા દો

પ્રભુ ઇસુ બધાં માણસો પર પ્રેમ રાખતા, પણ નાનાં બાળકો ઉપર તે બહુજ પ્રેમ રાખતા. એક દિવસ તે તેમના શિષ્યોની સાથે ફરતા હતા, ત્યારે તેમના હાથે આશીર્વાદ પામવાને કેટલીક સ્ત્રીઓ પોતાનાં નાનાં બાળકોને તેમની પાસે લાવી. શિષ્યોએ તે સ્ત્રીઓને અટકાવવા માંડી; પણ જ્યારે પ્રભુ ઇસુએ એ જોયું ત્યારે તેમને માઠું લાગ્યું. તેમણે કહ્યું, "નાનાં બાળકોને મારી પાસે આવવા દો, અને તેમને રોકો નહિ, કારણ કે તેઓ તો આકાશના રાજ્યમાંનાં છે." પછી તેમણે તેમને પોતાની બાથમાં લીધાં, તેમના પર પોતાના હાથ મૂકયા, અને તેમને આશીર્વાદ દીધો.

એક દિવસ પ્રભુ ઇસુ અને તેમના શિષ્યો ચાલતા ચાલતા એક શહેરમાં ગયા. જે ઘેર તેઓ રહેવાના હતા ત્યાં તેઓ પહોંચ્યા ત્યારે તેમણે તેમને પૂછયું, "રસ્તે તમે શી બાબત વિષે ચર્ચા કરતા હતા?" પ્રભુ ઇસુના સવાલનો

જવાબ આપતાં તેઓને શરમ લાગી, કારણ કે આપણામાં સૌથી મોટો કોણ છે, એ વિષે તેઓ તો ચર્ચા કરતા હતા. પછી પ્રભુ ઇસુ નીચે બેઠા અને તેમને પોતાની આસપાસ બોલાવીને કહ્યું, "જો કોઇ માણસ સૌથી પહેલો થવા ચાહે તો તેણે સૌથી છેલ્લા થવું અને સૌના દાસ થવું." આમ કહીને તેમણે એક બાળક લીધું, અને શિષ્યોની આગળ તેને ઉભું રાખ્યું. પછી તેને બાથમાં લઇને પ્રભુએ કહ્યું, "મારે નામે આવા એક બાળકનો જે કોઇ અંગીકાર કરે છે તે જાણે મારો અંગીકાર કરે છે; અને જે કોઇ મારો અંગીકાર કરે છે તે જેણે મને મોકલ્યો તેનો અંગીકાર કરે છે." બાળકો ભરોસો રાખનારાં અને પ્રેમ રાખનારાં હોય છે, માટે પ્રભુ ઇસુ તેમના પર આટલો બધો પ્રેમ રાખતા હતા. સર્વે પ્રકારના દુઃખ અને જોખમમાંથી તેમને દૂર રાખવાનું તે ઇચ્છતા. તેમણે એક વખત એવું કહ્યું, કે "મારા પર વિશ્વાસ કરનાર આ નાનાં બાળકોમાંથી એકને પણ જો કોઇ કંઇ ઇજા કરે, તો એના કરતાં



છેલ્લું વાણુ

તો એ માણસની કોટે ઘંટીનું પડ બાંધવામાં આવે, અને તેને દરિયામાં ફેંકી દેવામાં આવે, એ તેને માટે સારૂં છે."

# પ્રભુ ઈસુનું છેલ્લું ભોજન

ત્રણ વરસ સુધી ફરી ફરીને પ્રભુ ઇસુએ તથા તેમના શિષ્યોએ લોકોને મદદ કરી અને તેમનું ભલું કર્યું. એટલા વખતમાં ઘણા લોકો તેમના મિત્રો થયા હતા. તેઓમાંના કેટલાક પૈસાદાર તો કેટલાક ગરીબ, કેટલાક ઉંચ વર્ગના તો કેટલાક નીચ વર્ગના હતા. પણ ઘણા લોકો તેમના દુશ્મન પણ બન્યા હતા. જેઓ ઇસુનો ધિક્કાર કરતા હતા તેઓ દુષ્ટ યાજકો હતા. જેમ જેમ બીજા લોકો પ્રભુ ઇસુ પર વધારે વિશ્વાસ અને પ્રેમ રાખતા ગયા, તેમ તેમ પેલા દુષ્ટ યાજકો તેમનો વધારે ધિક્કાર કરતા ગયા. આખરે તેઓએ પ્રભુ ઇસુને મારી નાખવાનો ઠરાવ કર્યો.

તેમને મારી નાખવાને આ લોકો કેવાં કેવાં કાવતરાં કરતા હતા તે પ્રભુ ઇસુ જાણતા હતા,

તોપણ તેઓથી તે બીતા નહિ. પોતાનો જીવ બચાવવા કરતાં પાપમાંથી બીજાંઓને બચાવવાની તેમને વધારે કાળજી હતી. હવે મારૂં મોત પાસે આવેલું છે એમ જાણ્યા છતાં તે બહુ શાંત રહેતા, અને તેમના મરણની નજીકના દિવસોમાં તેમના મોં પર જેવી સ્વર્ગીય શાંતિ અને પ્રીતિ દેખાતી હતી તેવી આગળ બીજા કોઇ દિવસે દેખાતી નહોતી. જેમ જેમ મોત પાસે આવતું ગયું તેમ તેમ તેમના મનની શાંતિ વધતી ગઇ, અને તેમનો પ્રેમ પણ વધતો ગયો.

પાસ્ખા પર્વનો વખત આવ્યો હતો, અને માત્ર પોતાના શિષ્યોની સાથે તે ખાવાની તેમને બહુ ઇચ્છા હતી. તેથી જ્યારે તેમના શિષ્યોએ પૂછયું, કે પાસ્ખા ખાવાને આપણે કયાં જવાનું છે, ત્યારે તેમણે કહ્યું, યરૂશાલેમ શહેરમાં જાઓ. ત્યાં મારો એક મિત્ર છે, તે તમને એક મોટી મેડી બતાવશે; ત્યાં તમને કશી હરકત પડશે નહિ.

ઇસુ ખ્રીસ્ત રાજ્ય સ્થાપન કરવાને માટે આવ્યા હતા, તે રાજ્ય વિષે શિષ્યો હમેશાં વિચાર

કરતા હતા. તેથી જ્યારે તેઓ મેડી પર પહોંચ્યા, ત્યારે તેઓ માહોમાંહે પ્રશ્ન કરવા લાગ્યા, કે આપણામાંનો કોણ તે રાજ્યમાં સૌથી વધારે માનયોગ્ય થશે? આવી વાત સાંભળીને પ્રભુ ઇસુના મનને બહુ દુઃખ લાગ્યું, તેથી તેમણે શિષ્યોને બહુ માયાથી સમજાવ્યું, કે કોઇએ બીજા કરતાં વધારે મોટા થવાની કોશીશ કરવી નહિ; તેથી ઉલટું "બીજા કરતાં વધારે શક્તિમાન હોવાથી જો કોઇ મોટો થઇ શકતો હોય તો તે સૌથી હલકું પદ લેશે, કારણ કે તે સૌનો દાસ થશે." હવે તેમના કહેવાનો અર્થ શો હતો તે સમજાવવાને તેમણે તેમને નમુનો આપ્યો, એટલે તેમણે એક રૂમાલ લીધો ને કમ્મરે બાંધ્યો, પછી વાસણમાં પાણી લીધું, તે વડે તેમણે દરેક શિષ્યના પગ ધોયા, તથા પેલા રૂમાલથી લુછયા. એ પ્રમાણે બધા શિષ્યોના પગ ધોઇ રહ્યા પછી તેમણે કહ્યું, કે "મેં તમને નમુનો આપ્યો છે. જેમ મેં કર્યું તેમજ જો મારા ગયા પછી તમે કરશો તો તમે વધારે સુખી અને આનંદી થશો."

ત્યાર પછી તેઓ ભોજન કરવા બેઠા. ભોજન કરતાં કરતાં તેમણે પોતાના શિષ્યોને કહ્યું, કે "તમારામાંનો એક જણ આજ રાતે મને મારા દુશ્મનોના હાથમાં સોંપશે." આવું સાંભળીને તેઓ અજાયબ થયા, અને દરેક જણ કહેવા લાગ્યો, કે "હું તો નહિને, પ્રભુ?" એવું કરનાર કોણ હતો તે થોડીજ વારમાં પ્રભુ ઇસુએ તેમને જણાવી દીધું. પછી તે શિષ્ય તે મેડી પરથી ઉતરીને ચાલ્યો ગયો.

ભોજન પૂરૂં થયું ત્યારે પ્રભુ ઇસુએ થોડી રોટલી લીધી, અને પ્યાલામાં થોડો દ્રાક્ષારસ લીધો. ત્યાર પછી તેમણે ઇશ્વરનો ઉપકાર માન્યો, અને રોટલી લઇને કહ્યું, કે "આ મારૂં શરીર છે, જે તમારે સારૂ આપવામાં આવેલું છે." પછી પ્યાલો લઇને તેમણે કહ્યું, કે "આ પ્યાલો મારા રક્તથી મુદ્રિત કરાએલો નવો કરાર છે; એ રકત તમારે સારૂ વહેવડાવવામાં આવેલું છે." જ્યારે તેઓ બધા ખાઇ તથા પી રહ્યા ત્યારે પ્રભુ ઇસુએ કહ્યું, "મને યાદ રાખવાને આ પ્રમાણે

કરજો." ત્યારથી માંડીને આજ સુધી પ્રભુ ખ્રીસ્તને માનનારા આ ભોજન પાળતા આવ્યા છે. આ ભોજનને "પ્રભુભોજન" કહે છે.

પ્રભુ ઇસુ શિષ્યોની પાસેથી જવાના હતા, એથી તેઓ બહુ દુઃખી થતા હતા, પણ પ્રભુ ઇસુએ તેમને દિલાસો મળે એવી ઘણી વાતો કહી, એટલે, "તમે ગભરાઓ નહિ. પ્રભુ પર ભરોસો રાખો. મારા પર પણ ભરોસો રાખો. હું મારી શાંતિ તમને આપું છું."

ત્યાર પછી તેમણે શિષ્યોને એક છેલ્લો હુકમ આપ્યો: "એક બીજા ઉપર પ્રેમ રાખો. જેવો મેં તમારા પર પ્રેમ રાખ્યો છે તેવો પ્રેમ તમે એક બીજા પર રાખો. જો તમે એક બીજા પર પ્રેમ રાખશો તો તેથી બધાં માણસો જાણશે કે તમે મારા શિષ્યો છો."

ત્યાર પછી પ્રભુ ઇસુએ પોતાના વહાલા શિષ્યોને માટે પોતાના આકાશમાંના બાપની પ્રાર્થના કરી. પછી તે એ લોકોને એક વાડીમાં લઇ ગયો.

# પ્રભુ ઈસુ વધસ્તંભ પર જડાયા

તેઓ વાડીમાં ગયા તે વખતે રાત હતી. પેલો નિમકહરામ શિષ્ય કેટલાક ભુંડા માણસોને લઇને ત્યાં વાડીમાં આવ્યો. તેઓએ પ્રભુ ઇસુને પકડયા, અને તેમને બાંધીને તેઓ કચેરીએ લઇ ગયા. ત્યાં યાજકોની આગળ તેમનો ન્યાય કરવામાં આવ્યો; ત્યાંથી સવારે તેઓ તેમને પીલાત નામના રૂમી હાકેમ પાસે લઇ ગયા. પીલાત પાસે આવીને યહુદી યાજકોએ કહ્યું, કે "ઇસુને તો મારી નાખવો જોઇએ, કારણ કે તે પોતાને રાજા કહેવડાવે છે." તે પરથી પીલાતે પ્રભુ ઇસુને પૂછયું, "શું તું રાજા છે?" પ્રભુ ઇસુએ જવાબ દીધો, "હા, રાજા તો છું; પણ મારૂં રાજ્ય આ દુનિયાનું નથી." પ્રભુ ખ્રીસ્તના કહેવાનો અર્થ એ હતો, કે હું પ્રેમ વડે લોકોનાં હૃદયો પર રાજ્ય કરનાર છું, અને તેજ મારૂં રાજ્ય થવાનું છે.



પ્રભુ ઇસુ વધસ્તંભ પર

પીલાતને પ્રભુ ઇસુમાં કંઇ ગુનો માલમ પડયો નહિ, તેથી તે તેમને છોડી મૂકવા ઇચ્છતો હતો. પણ તેને યહુદીઓની બીક લાગતી હતી, તેથી તેણે તેમની ઇચ્છા પ્રમાણે પ્રભુ ઇસુને મરણ યોગ્ય ઠરાવ્યા; અને મારી નંખાવ્યા પહેલાં પીલાતે તેમને સખત ફટકા મરાવ્યા, પછી વધસ્તંભે જડવાને સીપાઇઓના હાથમાં તેમને સોંપી દીધા.

વધસ્તંભ પર મરી જવું એ તો બહુજ શરમભરેલું ગણાતું હતું, અને તે વધારે શરમ ભરેલું ગણાય, માટે પ્રભુ ઇસુને બે ચોરોની વચમાં વધસ્તંભે જડીને મારી નાખવામાં આવ્યા. જ્યારે સીપાઇઓ પ્રભુ ઇસુને વધસ્તંભે જડતા હતા, અને તેમના હાથ અને પગ ચીરાઈ જાય એવા મોટા મોટા ખીલા તેમાં મારતા હતા, ત્યારે પ્રભુ ઇસુએ કહ્યું, "ઓ બાપ, તેમને માફ કર, કેમકે તેઓ જે કરે છે તે તેઓ જાણતા નથી." યહુદી યાજકો અને બીજા યહુદીઓનું મોટું ટોળું વધસ્તંભની આગળ ઉભું રહેલું હતું. તેઓ

ઉભા ઉભા પ્રભુ ઇસુની મશ્કરી કરતા હતા, અને કહેતા હતા, કે “જો તું દેવનો દીકરો હોય, તો વધસ્તંભ પરથી ઉતરી આવ. તેણે બીજાઓને તો બચાવ્યા ખરા, પણ પોતાને તે બચાવી શકતો નથી.”

પ્રભુ ઇસુની બે બાજુએ બે ચોરને વધસ્તંભે જડવામાં આવ્યા હતા. તેઓમાંનો એક ચોર પણ પેલા લોકોની સાથે પ્રભુ ઇસુને મહેણાં મારવા લાગ્યો. પણ બીજો ચોર એવો ન હતો. તેણે તો પોતાનાં ભુંડાં કામોનો પસ્તાવો કર્યો, અને પ્રભુ ઇસુ પર વિશ્વાસ લાવીને કહ્યું, કે “હે ઇસુ, તમે તમારા રાજ્યમાં જાઓ ત્યારે મને યાદ રાખજો. પ્રભુ ઇસુએ તેને કહ્યું, કે “આજ તું મારી સાથે પારાદૈસમાં હોઇશ.”

વધસ્તંભ આગળ તેમના દુઃખ અને મરણને લીધે દુઃખી થનાર કેટલાંક માણસો પણ ઉભાં હતાં, તેમાંના કેટલાએક ઇસુના શિષ્યો હતા, અને તેમના પર પ્રેમ રાખનારી કેટલીક સ્ત્રીઓ હતી. એ સ્ત્રીઓમાં પ્રભુ ઇસુની મા પણ હતી.

વધસ્તંભ પર ઘણુંજ દુઃખ પડતું હતું; તોપણ પ્રભુ ઇસુ પોતાના દુઃખને તો ભૂલી જાય છે, અને જે શિષ્ય પર તે સૌથી વધારે પ્રેમ રાખતા હતા તેને કહે છે, કે "જો, તારી મા!" વળી પોતાની માને તે કહે છે, "બાઇ, જો, તારો દીકરો!" તેજ વેળાથી શિષ્ય યોહાન મરિયમને પોતાને ઘેર લઇ ગયો, અને તેના દીકરા પ્રમાણે પ્રેમથી તેની સેવાચાકરી કરી.

બપોર થવા આવ્યા, ત્યારે આકાશ અંધરાયું, અને ત્રણ કલાક સુધી આખા દેશ પર ઘોર અંધકાર રહ્યો. આખરે ઇસુ ખ્રીસ્તે એવી બૂમ પાડી, "સંપૂર્ણ થયું," અને પછી પ્રાણ છોડયો. તે વખતે પહેરાનો એક રૂમી સુબેદાર ત્યાં આગળ ઉભો હતો. તે આ બધું જોઇને અજાયબ થઇ બોલ્યો, "ખરેખર, આ માણસ દેવનો દીકરો હતો."

પછી પ્રભુ ઇસુના શબને વધસ્તંભ પરથી ઉતારી લેવામાં આવ્યું. આરમથીઆ ગામનો યુસફ નામે એક માણસ હતો. તે પૈસાદાર હતો.

તે હિમ્મતથી પીલાતની પાસે ગયો, અને ઇસુનું શબ માગ્યું. તેણે શણનું સુંદર સફેદ કપડું આણ્યું હતું, તેમાં તે શબને તેણે લપેટ્યું; અને વાડીમાં પોતાની નવી કબર હતી, તેમાં તેને મૂક્યું. પછી કબરના મોં પર એક મોટો પત્થર મૂકવામાં આવ્યો. હવે મરણ પહેલાં પ્રભુ ઇસુએ કહ્યું હતું, કે ત્રીજે દિવસે હું પાછો ઉઠીશ, આ કારણથી ત્રણ દિવસ સુધી કબરની ચોકી કરવાને રૂમી સીપાઇઓનો પહેરો મૂકવામાં આવ્યો.

મરિયમ માગદાલેણ અને ગાલીલથી આવેલી બીજી સ્ત્રીઓ આ બધું જોઇ રહી હતી. પ્રભુ ઇસુને ક્યાં દાટવામાં આવ્યા તે પણ તેઓએ જોઇ લીધું. પછી તેઓ પાછી શહેરમાં ગઇ, અને પ્રભુ ઇસુના પવિત્ર શબને ચોળવાને સુગંધી વસ્તુઓ તથા અત્તર તૈયાર કરવા મંડી. પ્રભુ ઇસુ પર આ સ્ત્રીઓ ઘણો પ્રેમ રાખતી હતી, તેથી તેઓનો પ્રેમ બતાવવાને જે છેલ્લામાં છેલ્લું સેવાકૃત્ય તેઓ કરી શકે તે એજ હતું.

પછી યહુદીઓનો વિશ્રામવાર બેઠો; તેમાં તેઓ કંઇ કામ કરી શકી નહિ.

## પ્રભુ ઈસુ પાછા ઉઠયા

મરણ પછી ત્રીજે દિવસે મોટે મળસકે ઉઠીને મરિયમ માગદાલેણ તથા બીજી સ્ત્રીઓ સુગંધી પદાર્થો લઇને કબરે આવી પહોંચી. તેઓ ત્યાં આવી ત્યાર પહેલાં તો એક મોટો ધરતીકંપ થઇ ગએલો હતો, કબરના મોં પરથી મોટો પત્થર ગબડી ગએલો હતો, અને કબર તો ખાલી હતી. ગબડાવેલા પત્થર પર એક દૂત બેઠેલો હતો. તેણે તેમને કહ્યું, "બીહો મા; વધસ્તંભે જડાએલા પ્રભુ ઇસુને તમે શોધો છો તે હું જાણું છું. પણ તે તો અહીં નથી; તેમના કહેવા પ્રમાણે તે તો ઉઠયા છે. આવો, જે જગાએ પ્રભુ સુતા હતા તે જગા જુઓ." સ્ત્રીઓ તો આ ખબર સાંભળીને બીક તથા આનંદથી ધુજવા લાગી; અને તે સમાચાર પ્રભુ ઇસુના શિષ્યોને આપવાને ઉતાવળથી ત્યાંથી દોડી ગઇ.

મુએલાંઓમાંથી પાછા ઉઠયા પછી પ્રભુ ઇસુ પહેલવહેલાં મરિયમ માગદાલેણને દેખાયા. તેમના મરણને લીધે શિષ્યો શોક કરતા હતા અને રડતા હતા. પ્રભુ ઇસુ ઉઠયા છે એવી ખબર મરિયમે જઇને તે રડતા શિષ્યોને આપી. પણ જ્યારે તેણે કહ્યું, કે "મેં ઇસુને જીવતા જોયા છે," ત્યારે તેઓએ તેની વાત માની નહિ.

તેજ દિવસે બે શિષ્યો સાંજના એક ગામથી બીજે ગામ જતા હતા. રસ્તે ચાલતાં ચાલતાં તેઓ પ્રભુ ઇસુના મરણ વિષે વાતો કર્યા કરતા હતા. પ્રભુ ઇસુએ બીજા રૂપમાં તેઓને પણ દર્શન દીધું. તેઓએ જઇને એ વાત શિષ્યોને કહી, છતાં તેમની વાત પણ શિષ્યોએ માની નહિ. તેજ સાંજે કેટલાક શિષ્યો જમવા બેઠા હતા ત્યારે પ્રભુ ઇસુએ તેમને દર્શન દીધું. દુશ્મનોના ધાકથી તેઓ બારણાં બંધ કરીને જમવા બેઠેલા હતા, તો પણ પ્રભુ ઇસુ અંદર આવીને તેઓની વચમાં ઉભા રહ્યા, અને બોલ્યા,

કે "તમને શાંતિ થાઓ." ત્યાર પછી થોડે દહાડે સાત શિષ્યો ગાલીલ સમુદ્રને કિનારે માછલાં પકડતા હતા. તેઓએ આખી રાત જાળો નાખી પણ જાળમાં કંઇ આવ્યું નહિ. આ વખતે પ્રભુ ઇસુએ કિનારે આવીને તેઓને દર્શન દીધું. એવી રીતે મરણમાંથી પાછા ઉઠયા પછી પ્રભુ ઇસુએ ઘણાંઓને દર્શન દીધાં. પછી આ દુનિયા છોડીને સ્વર્ગમાંના પોતાના પિતા પાસે તે પાછા જતા રહ્યા. તે આકાશમાં જવાની તૈયારીમાં હતા, તે વખતે તે પોતાના શિષ્યોને બેથાનીઆ લઇ ગયા, અને ત્યાં પોતાના હાથ ઉંચા કરીને શિષ્યોને આશીર્વાદ દીધો. એમ આશીર્વાદ દેતાં દેતાં તે તેમનાથી છુટા પડ્યા, અને ઉંચે આકાશમાં ચઢતાં ચઢતાં તેઓની નજર બહાર જતા રહ્યા.

આકાશમાં ચઢી ગયા પહેલાં પોતાના પાંચસો શિષ્યોને ગાલીલના એક પહાડ પર તેઓએ દર્શન દીધું હતું. ત્યાં તેમની સાથે છેલ્લી વાતચિત કરતાં તેમણે તેમને હુકમ આપ્યો, કે "આખા જગતમાં જાઓ, અને દરેક માણસને

સુવાર્તા પ્રગટ કરો; અને યાદ રાખજો કે જગતના અંત સુધી સર્વકાળ હું તમારી સાથે છું.”

જ્યાં સુધી પ્રભુ ઇસુ શિષ્યોની નજરેથી અલોપ થયા નહિ ત્યાં સુધી આ વચન તેઓ પૂરી રીતે સમજ્યા નહિ. પણ જ્યારે તે જતા રહ્યા અને દેખાતા બંધ પડ્યા ત્યારે શિષ્યો સમજ્યા, કે પાછા ઉઠેલા પ્રભુ ઇસુ હજુ અમારી સાથે છે, અને અમારાં હૃદયોમાં સદા તેમનો વાસો છે.

સમાપ્ત